


☐ અરવિંદ ગુપ્તા ☐ અનુ. : હેમંત સોલંકી

આ લેખ વિજ્ઞાન લેખક તેમ જ વિજ્ઞાન પ્રચારક શ્રી અરવિંદ ગુપ્તાના પુસ્તક 'Bright Spark'માં રજૂ થયેલ ભારતના સૌ પ્રથમ સર્વેક્ષક (Surveyor) એવા પંડિત નૈનસિંહ રાવતની લઘુ આત્મકથાનો ભાવાનુવાદ છે. તેમણે ૧૯મી સદીમાં કોઈ પણ આધુનિક ઉપકરણોની મદદ વિના આખા તિબેટનો નકશો બનાવ્યો, જે માટે બ્રિટિશ સરકારે તેમને સન્માનિત કર્યા. સર્વેક્ષણના ક્ષેત્રમાં સૌથી મોટું ગણાતું Victoria(or Patron's) પદક મેળવવાવાળા તેઓ એકમાત્ર ભારતીય છે. તેમણે જ સૌ પ્રથમ લ્હાસાથી લદ્દાખનો નકશો બનાવ્યો, લ્હાસાની સમુદ્રસપાટીથી ઊંચાઈ માપી અને બ્રહ્મપુત્રા નદીનું સર્વેક્ષણ કર્યું.

Indian National Science Academy (INSA), નવી દિલ્હીના પ્રાધ્યાપક એમ. વિજયન આ પુસ્તક માટેના પ્રેરણાસ્રોત રહ્યા. તેમ જ ખ્યાતનામ ખગોળવિજ્ઞાની પ્રા. જયંત નારળીકર સહિત પ્રા. માધવ ગાડગીલ તેમ જ પ્રા. ટી.પદ્મનાભન આ પુસ્તકની સલાહકાર સમિતિના સભ્યો રહ્યા. આ બધાનો સ્પષ્ટ ઉદ્દેશ હતો, *"બાળકો માટે ભારતીય વૈજ્ઞાનિકોનો પરિચય થાય એવું તેમનું સંક્ષિપ્તમાં ચરિત્ર આલેખતું, સંપૂર્ણ રીતે સરળ ભાષા તેમ જ સારી એવી સચિત્ર માહિતીઓ ધરાવનાર પુસ્તક પ્રગટ કરવું."*

શ્રી અરવિંદ ગુપ્તાએ આ પુસ્તકમાં ૪૦ જેટલા ભારતીય વૈજ્ઞાનિકો તેમ જ સંશોધકોના જીવનનો લઘુ પરિચય તેમ જ તેઓએ મેળવેલી સિદ્ધિઓ અને તેમનાં યોગદાનોને રજૂ કર્યાં છે. આ કામમાં તેમને સાથ મળ્યો ડૉ. કરેન હેયડોકનો, જેમણે આ પુસ્તકની ડિઝાઇન તૈયાર કરી તેમ જ તેમાં વપરાય તેવાં ચિત્રો પણ આલેખ્યાં. આ પુસ્તક અંગ્રેજી અને હિંદી ભાષામાં એકસાથે પ્રગટ થયું, અને પછી સમયાંતરે ગુજરાતી ભાષા સિવાય ભારતની બીજી પ્રાદેશિક ભાષાઓમાં પણ અનુવાદ પામ્યું, અને જે તે ભાષાની પ્રજાઓ સુધી પહોંચ્યું. આ પુસ્તકના લેખ વિજ્ઞાનમાં રસ ધરાવતા ગુજરાતી વાચકો સુધી પણ પહોંચે તે માટેનો નમ્ર પ્રયાસ છે.

- **શ્રી હેમંત સોલંકી, મુંબઈ, ઈ-મેઈલ** : shm8324@gmail.com

નૈનસિંહનો જન્મ ૨૧ ઑક્ટોબર, ઈ.સ. ૧૮૩૦ ના રોજ ભટકુરા નામક ગામમાં થયો, જે ભારત-નેપાળ સીમાને લાગેલું હતું. હાલમાં આ ગામ ઉત્તરાખંડ રાજ્યના પિથૌરાગઢ જિલ્લાના જોહાર ઘાટીમાં સ્થિત છે. આમ તો તેમનું પૈતૃક ગામ મિલમ હતું પણ તેમના પિતાએ બે લગ્નો કર્યાં હોવાથી તેમના પિતાને પરિવાર સહિત ગામ બહાર કરાયા હતા. જેના લીધે ૨૭ વર્ષ સુધી તેમને આ પ્રતિબંધ સહેવો પડ્યો અને આખરે ઈ.સ. ૧૮૪૭માં તેઓ મિલમ પાછા ફર્યા. તે સમયમાં મિલમ કુમાઉનાં સૌથી મોટાં ગામોમાંનું એક હતું. આ ઉપરાંત તે પશ્ચિમ તિબેટ જવાના માર્ગ ઉપર વસેલું હતું. આ ક્ષેત્રના લોકોનો તિબેટ સાથે વેપાર ચાલતો. જેને લીધે ત્યાં બહુ મોટું બજાર પણ હતું. પહેલાં આ ક્ષેત્ર ગોરખાઓના આધિપત્ય હેઠળ હતું પણ પછીથી તે અંગ્રેજોના આધિપત્ય હેઠળ આવ્યું. જોકે અંગ્રેજો અહીંના સ્થાનિક વ્યવહારોમાં ઝાઝું માથું ન મારતા, જેના લીધે અહીંના લોકો સાથે તેમના સારા સંબંધ હતા. નૈનસિંહનું બાળપણ દારુણ ગરીબાઈમાં વીત્યું હતું. તેમના ઉપર બહુ મોટા પરિવારના ભરણપોષણની જવાબદારી હતી તેમ જ તેમને કોઈ પૈતૃક સંપત્તિ પણ વારસામાં મળી ન હતી. જેના લીધે તેમની આર્થિક સ્થિતિ બાર સાંધતાં તેર તૂટે તેવી હતી. ઉંમરલાયક થતાં જ તેમણે ઉછીના પૈસા લઈને વ્યાપારમાં પોતાનો હાથ અજમાવ્યો પણ અસફળ રહ્યા. તે પછી તેઓ પોતાના પૈતૃક ગામ મિલમમાં શાળાના શિક્ષક તરીકે જોડાયા.



૧૯મી સદીની શરૂઆતમાં જ્યારે અંગ્રેજોએ ભારત ઉપર પોતાનું શાસન મજબૂત કરવાની શરૂઆત કરી. ભારતમાં પોતાની સત્તા સ્થાપ્યા પછી દેખીતી રીતે જ બ્રિટિશ સંસ્થાનવાદીઓની નજર હિમાલય અને તેની પારના પહાડી વિસ્તારોની અખૂટ સંપદા ઉપર પડી. તે સાથે તેમણે ભારતના પ્રદેશોનું ભૌગોલિક સર્વેક્ષણ કરવાની પણ શરૂઆત કરી. ઈ.સ. ૧૭૬૭માં Survey of Indiaની સ્થાપના થઈ અને ઈ.સ. ૧૮૦૨માં Great Trignometrical Surveyની શરૂઆત કરવામાં આવી. જેના અંતર્ગત અંગ્રેજોએ Mount Everest અને K2 કંચનજંઘા પહાડોની ઊંચાઈ માપી અને

આખા ભારતીય પ્રદેશોના પ્રમાણમાપ ધરાવતા નકશાઓ બનાવ્યા. તિબેટ ત્યારે રેશમ-માર્ગ(Silk-route)ના માર્ગમાં પડતું હતું તેમ જ આ પ્રદેશ ઉપર વર્ચસ્વ સ્થાપવા માટે બ્રિટન અને રશિયા વચ્ચે સ્પર્ધા જામી હતી. ઈ.સ. ૧૮૫૦ની આસપાસ અંગ્રેજોએ તિબેટનું સર્વેક્ષણ કરવાનો નિર્ણય કર્યો અને તેના સર્વેક્ષણની જવાબદારી તત્કાલીન સર્વેક્ષક કૅપ્ટન થૉમસ જી. મૉન્ટગોમરીને સોંપી. પણ આ માર્ગ એટલો સરળ ન હતો. ચીનના સમ્રાટે તિબેટને લાગેલી સીમાને વિદેશીઓ માટે બંધ કરી દીધી હતી. અને ગેરકાયદેસર રીતે સીમા ઓળંગવાની સજા મોત હતી. તે સમયના બ્રિટિશશાસિત ભારતના સર્વેક્ષણ વિભાગના ઘણા માણસો આ ભૂ-ભાગના સર્વેક્ષણ કરવાના પ્રયાસમાં માર્યા ગયા હતા. અંગ્રેજોને લાગ્યું કે નકશા ઉપર તિબેટીય પ્રદેશોની જગ્યા ખાલી જ છોડી દેવી પડશે. તે પછી મૉન્ટગોમરીને આનો એક વિલક્ષણ ઉકેલ જડ્યો. તેમણે ભારતીયોને જ ગુપ્ત રીતે પ્રવાસી લામાઓના વેશમાં આ વિસ્તારમાં જાસૂસી કરી ત્યાંના નકશાઓ બનાવવાનું કામ સોંપ્યું. આ કામ માટે ભરતી કરવા માટે એવા ભણેલા યુવાઓ પસંદ કરાયા જેમનો ચહેરો તિબેટિયનો સાથે મેળ ખાતો હોય, જેઓ પહાડી વિસ્તારોથી વાકેફ હોય તેમ જ વધારે અપેક્ષાઓ ધરાવતા ના હોય.

નૈનસિંહ જ્યારે શાળામાં શિક્ષક તરીકે




ભણાવતા હતા ત્યારે તેમને સર્વેક્ષણ માટેની આ તાલીમ વિષે જાણ થઈ. આ પહેલાં કુલી તરીકે તેમણે જર્મન સર્વેક્ષકો સાથે રોહતાંગ પાસની યાત્રા કરી હતી, જે દરમિયાન તેઓ હોકાયંત્ર (Compass) અને વાયુદાબમાપક (Barometer) જેવાં ઉપકરણો વાપરવાનું શીખી ગયા હતા. જર્મન સર્વેક્ષકો તેમનાથી એટલા પ્રભાવિત થયા હતા કે તેમને લંડન આવવાનું આમંત્રણ આપ્યું. પરંતુ તે સમયમાં સમુદ્ર ઓળંગવાને પાપ ગણવામાં આવતું, જેના લીધે ડરીને તેમણે આ આમંત્રણનો અસ્વીકાર કર્યો. ઈ.સ. ૧૮૬૩માં અલ્મોડાના એક અંગ્રેજ અધિકારીએ તેમને દહેરાદૂન જઈ Survey of Indiaમાં ભરતી થવાની સલાહ આપી. નૈનસિંહ

પોતાના પિતરાઈ ભાઈ મણિસિંહ સાથે Survey of Indiaમાં ભરતી પામ્યા. મણિસિંહ ઉંમરમાં નૈનસિંહથી મોટા હતા. હિમાલય અને તિબેટના સર્વેક્ષણના આ કામ માટે મૉન્ટગોમરીને નૈનસિંહ અને મણિસિંહ નામના આ બન્ને પિતરાઈ ભાઈઓ ઉપયુક્ત જણાયા.

ઈ.સ. ૧૮૬૩માં મૉન્ટગોમરીએ આ બંને ભાઈઓને સર્વેક્ષણ કરવા માટેની આકરી તાલીમ આપી, જે ભવિષ્યમાં ભારતીય સર્વેક્ષકો (Surveyors / Chainmen)ને આપવા માટેની પ્રમાણભૂત તાલીમ તરીકે સ્થાન પામી. તેઓને એક વિશિષ્ટ પ્રકારે માપીને ચાલવાની તાલીમ આપવામાં આવી. જેના લીધે કોઈ પણ પ્રકારનો ભૂપ્રદેશ (Terrain) હોય તોપણ તેમણે માંડેલું એક એક ડગલું ૩૩ ઇંચનું અચલ અંતર માપી લેતું. તેમણે માંડેલાં ડગલાંઓનો હિસાબ રાખવા માટે તેમને ૧૦૦ મણકાઓ ધરાવતી જપમાળા (Rosary) સોંપવામાં આવી (પારંપરિક જપમાળા ૧૦૮ મણકા ધરાવતી હોય છે.). જપમાળાનું એક પરિભ્રમણ પૂરું થાય તેનો અર્થ સર્વેક્ષકે ૧૦,૦૦૦ ડગલાંઓ માંડ્યાં અને ૫ માઈલ જેટલું અંતર કાપી લીધું! આ પ્રકારે માંડેલાં ડગલાંઓને ગણીને કાપેલું અંતર માપવામાં બન્ને ભાઈઓ સક્ષમ થઈ ગયા. નૈનસિંહના યાત્રાળુ તરીકેના સરંજામમાં ઘણા મહત્ત્વના ફેરફારો કરાયા હતા. તેમના ચા પીવાના વાટકામાં છેક તળિયે ગોપનીય રીતે પારો ભરીને રાખેલો હતો, જેના વડે તેમને ક્ષિતિજ શોધવામાં મદદ મળતી. તેમની ચાલવાની લાકડીમાં ઉષ્ણતામાપક (Thermometer) સંતાડી રખાયું હતું, જેને તેઓ ચા બનાવવાના ઊકળતા પાણીમાં ઝબોળી તે જગ્યા સમુદ્રસપાટીથી કેટલી ઊંચાઈ(Altitude) ઉપર સ્થિત છે તે શોધી કાઢતા. આપણે શાળામાં શીખ્યા હતા કે પાણીનું ઉત્કલન બિંદુ (Boiling Point) સમુદ્રસપાટીની ઊંચાઈ પ્રમાણે બદલાતું હોય છે. તો તેઓ ઉષ્ણતામાપક (Thermometer) વડે પાણીનું ઉત્કલન બિંદુ નોંધી તેના વડે તે જગ્યાની સમુદ્રસપાટીથી ઊંચાઈ ગણી કાઢતા.



જોકે સૌથી મોટો ભેદ તો તેમના તિબેટિયન પ્રાર્થનાચક્રમાં છુપાયેલો હતો. તિબેટિયન પ્રાર્થનાચક્ર લામાઓની પરમ પવિત્ર વસ્તુ ગણાય છે, જેમાં ચામડા અથવા કાગળ ઉપર એક તિબેટિયન મંત્ર કોતરેલો હોય છે :

"ૐ! મણિ પદ્મે હુમ!"

તથાપિ નૈનસિંહના પવિત્ર પ્રાર્થનાચક્રમાં તેમણે પ્રવાસમાં કાપેલ માર્ગની મોજણી તેમ જ નોંધો સંતાડી રાખી હતી. જેમાં તેમણે ચોકસાઈપૂર્વક પ્રવાસ કરેલાં સ્થળોનું અંતર, તેની



સમુદ્ર સપાટીથી ઊંચાઈ તેમ જ તેમને ઓળખવા માટેનાં સીમાચિહ્નો (Landmarks) ટપકાવી રાખ્યાં હતાં. આ ઉઘાડપગા (Barefoot) મોજણીદારો (Surveyors)ને સાંકેતિક નામો અપાયાં હતાં. નૈનસિંહ 'મુખ્ય (Chief) પંડિત' તરીકે જ્યારે કે તેમના પિતરાઈ ભાઈ મણિસિંહ 'દ્વિતીય (Secondary) પંડિત' તરીકે ઓળખાતા. આ સાંકેતિક નામ મોજણીદારો સાથે સદાય માટે વણાઈ ગયાં અને આ પછી મોજણીદારો 'પંડિત' તરીકે જ ઓળખાવા લાગ્યા.

ઈ.સ. ૧૮૬૫માં આ બન્ને પંડિતો પોતાના સૌ પ્રથમ અભિયાન માટે રવાના થયા. તિબેટની સીમા પાર કરતાં પહેલાં તેઓએ યાત્રાળુ તરીકેનો વેશપલટો કરી લીધો. નેપાળ પહોંચ્યા પછી તેઓ અગાઉથી નક્કી કરી રાખેલા જુદા જુદા માર્ગે ફંટાયા. નૈનસિંહ લ્હાસા પહોંચવા માટે તિબેટિયન સરહદ તરફ આગળ વધ્યા. વ્યાપારીઓના એક જૂથ સાથે તેઓ તિબેટમાં પ્રવેશવામાં સફળ રહ્યા. તે પછી તે વ્યાપારીઓએ તેમને દગો દીધો અને તેમની પાસેના બધાય પૈસા લૂંટી લીધા. સદ્‌ભાગ્યે સર્વેક્ષણ માટેનાં તેમનાં મહામૂલાં સાધનો આ લૂંટમાંથી બચી જવા પામ્યાં કારણ કે તે એક ડબ્બાના નકલી તળિયા નીચે છુપાવી રખાયાં હતાં.

પોતાનાં આ પ્રાથમિક ઉપકરણોની મદદ વડે તેમણે ઈ.સ. ૧૮૬૫નો આખો ઉનાળો લ્હાસા તરફની યાત્રા કરવામાં વિતાવ્યો. રસ્તામાં જો ગણ્યાગાંઠ્યા વણજારાઓની વણજાર મળી આવે તો તેમની પાસે તેઓ ખાવા માટે ભીખ માંગતા. છેવટે ઈ.સ. ૧૮૬૬ના જાન્યુઆરી મહિનામાં તેઓ 'પ્રતિબંધિત નગર' તરીકે ઓળખાતા લ્હાસામાં પહોંચ્યા અને ત્યાં પહોંચી તેઓ યાત્રાળુ તરીકે રહેવા લાગ્યા. ઘણાં અઠવાડિયાં સુધી તેઓ એક ધર્મશાળામાં રોકાયા. રાત્રે તેઓ ધર્મશાળાની છતનો ઉપયોગ વેધશાળા તરીકે કરતા અને તારાઓની સ્થિતિનો તાગ મેળવતા. પાણીનાં ઉત્કલન



બિંદુ પોતાનાં સાધનો વડે માપી તેના આધારે તેમણે લ્હાસાની સમુદ્રસપાટીથી ઊંચાઈની ગણના ૩,૨૪૦ મીટર જેટલી કરી. હાલનાં આધુનિક ઉપકરણોની મદદ વડે આ જ ઊંચાઈ ૩,૫૪૦ મીટર મપાઈ છે! તારાઓની કોણીય ઊંચાઈ (Angular Altitude)ને માપીને તેમણે લ્હાસાના અક્ષાંશ (Latitude)ની પણ ગણના કરી બતાવી.

એપ્રિલ મહિનામાં પોતાનો બધોય 'સામાન' બાંધીને વ્યાપારીઓના એક જૂથ સાથે નૈનસિંહ ભારત પરત ફરવા માટે નીકળ્યા. આ વણજાર તિબેટની મુખ્ય નદી ત્સાંગપોના કિનારપટ્ટીના વિસ્તારોમાંથી મુસાફરી કરી પશ્ચિમ દિશા તરફ આગળ વધી રહી હતી. છેવટે એક રાત્રે નૈનસિંહ આ વણજારમાંથી ચુપકીદી સેવી ભાગી ગયા અને ઉત્તર દિશામાં ભારત તરફનો પ્રવાસ કરવા લાગ્યા. ત્સાંગપો નદીની કિનારપટ્ટીનો ૮૦૦ કિલોમીટર જેટલો પ્રવાસ કરી તેમણે શોધી કાઢ્યું કે ત્સાંગપો અને બ્રહ્મપુત્રા એ એક જ નદી છે. છેવટે ૨૭ ઑક્ટોબર, ઈ.સ. ૧૮૬૬ના રોજ તેઓ સર્વેક્ષણ વિભાગના દહેરાદૂનસ્થિત વડા મથકે પહોંચ્યા.

આ પછી નૈનસિંહે હજુ બે મુસાફરીઓ પણ કરી. ઈ.સ. ૧૮૬૭ની તેમની બીજી મુસાફરી વખતે તેમણે પશ્ચિમી તિબેટનું અન્વેષણ કર્યું અને ત્યાંની સુપ્રસિદ્ધ ઠોક-જાલુંગ સોનાની ખાણોની મુલાકાત લીધી. તેમણે નોંધ્યું કે અહીંની ખાણોમાં કામ કરનાર કામદારો સોનું મેળવવા માટે ફક્ત જમીનની સપાટી તરફ જ ખોદકામ કરતા કારણ કે તેમનું માનવું હતું કે જમીનમાં ઊંડે સુધી ખોદકામ કરવું તે જમીન અને પર્યાવરણની તરફનો ઘોર અપરાધ છે અને તેનાથી જમીનની ફળદ્રૂપતા નાશ પામશે.

ઈ.સ. ૧૮૭૩થી ૧૮૭૫ની વચ્ચે નૈનસિંહે કાશ્મીરના લેહથી લ્હાસા તરફનો પ્રવાસ કર્યો. આ પહેલાં તેઓ ત્સાંગપો નદીના કિનારપટ્ટી વિસ્તારથી પ્રવાસ કરતા ગયા હતા પણ આ વખતે ઉત્તરના પહાડી વિસ્તારથી આ પ્રવાસ કર્યો. નૈનસિંહે સતલજ અને સિંધુ નદીનાં ઉદ્ગમો પણ શોધી કાઢ્યાં. લગભગ અડધી સદી સુધી આ વિસ્તાર માટેની





પ્રમાણભૂત માહિતીઓ મેળવવા માટેનો એકમાત્ર સ્રોત નૈનસિંહે આ વિસ્તારના આલેખેલ નકશાઓ જ હતા. આ છેલ્લી મુસાફરીએ તેમના સ્વાસ્થ્ય ઉપર ખૂબ જ વિપરીત અસર કરી. તેમની આંખોની દૃષ્ટિ નબળી પડી ગઈ હતી. આ પછી પણ તેમણે ઘણાં વર્ષો સુધી બીજા ભારતીયોને ખૂબ જ પ્રશંસનીય રીતે સર્વેક્ષણ (તેમ જ જાસૂસી)ની કળા શિખવાડી અને તેમાં પાવરધા કર્યા.

સર્વેક્ષણ વિભાગના દહેરાદૂનસ્થિત વડા મથકે નૈનસિંહે સર્વેક્ષણ દરમિયાન આંકેલા માર્ગોને એકબીજા સાથે વિગતવાર સરખાવીને આ વિસ્તારના ધીરે ધીરે ચોક્કસ નકશાઓ બનાવાયા. આ પ્રક્રિયા The Great Trignometrical Survey of India નામક યોજના શરૂ થયા પછી વધુ વ્યવસ્થિત રીતે આગળ વધી. આ વ્યાપક યોજના અંતર્ગત નૈનસિંહે નોંધેલા માર્ગોને આધારે અક્ષાંશ (Latitude) અને રેખાંશ (Longitude) નાં જાણીતાં બિંદુઓને આંકવામાં આવ્યાં અને ક્રમશઃ આ બિંદુઓને આવરી લેતા ત્રિકોણો બનાવી ભારતના તટવર્તી તેમ જ અંતરિયાળ પહાડી ક્ષેત્રોના સંપૂર્ણ નકશાઓ બનાવવામાં આવ્યા.

નૈનસિંહનું નામ અને તેમણે કરેલાં પરાક્રમો બહુ જલ્દી પ્રસિદ્ધિ પામવા લાગ્યાં. ઈ.સ. ૧૮૭૬માં તેમણે કરેલાં કામોની જાહેરાત એક લેખ મારફત Geographical સામયિકમાં કરવામાં

નૈનસિંહની ડાયરીનું એક પાનું

આવી. તે પછી તેમને પારિતોષિકો અને સન્માનો મળવા લાગ્યાં. સેવાનિવૃત્તિ પછી ભારતની તત્કાલીન બ્રિટિશ સરકારે તેમણે કરેલાં કામોના સન્માનરૂપે એક ગામ અનુદાન તરીકે આપ્યું અને તેમાંથી ૧૦૦૦ રૂપિયાની મહેસૂલી આવક બાંધી આપી. ઈ.સ. ૧૮૬૮માં Royal




નૈનસિંહની ૧૮૭મી જન્મજયંતિ નિમિત્તે ગૂગલે તેમને સમર્પિત કરેલું ડૂડલ

Geographical Society (RGS)એ તેમને સોનાથી મઢેલ કાલમાપક શિલાલેખ ભેટરૂપે આપ્યો. ઈ.સ. ૧૮૭૭માં RGSએ તેમને ફરીથી Victoria (or Patron's) પદક વડે સન્માનિત કર્યા. આ પદક ઉપર આ ઉક્તિઓ અંકિત હતી: "આ તે જ માણસ છે જેણે એશિયાના નકશાને અમારા સમયમાં કોઈ પણ બીજા વ્યક્તિની તુલનામાં વધુ પ્રમાણમાં સ્પષ્ટ / નિશ્ચિત જાણકારીઓ વડે સમૃદ્ધ કર્યો."

પૅરિસની The Society of Geographersએ નૈનસિંહને કોતરણીકામ કરેલી ઘડિયાળ પુરસ્કારરૂપે આપી. ૨૭ જૂન, ઈ.સ. ૨૦૦૪ના રોજ ભારત સરકારે Great Trignometrical




Surveyમાં નૈનસિંહે કરેલી ઉત્કૃષ્ટ કામગીરીની સ્મૃતિમાં એક ટપાલટિકિટ બહાર પાડી. આ ઉપરાંત ગૂગલે ઈ.સ. ૨૦૧૭માં તેમની ૧૮૭મી જન્મજયંતી નિમિત્તે પોતાનું ગૂગલ ડૂડલ પણ તેમની યાદગીરીરૂપે સમર્પિત કર્યું.

૧ ફેબ્રુઆરી ઈ.સ. ૧૮૯૫ના રોજ હૃદયરોગના હુમલાને લીધે નૈનસિંહ અવસાન પામ્યા.

જોકે નૈનસિંહ જે સન્માનોને લાયક હતા તે તેઓ પોતાની જીવનસંધ્યા સુધી પહોંચતાં મળી તો ગયાં, પણ નવાઈની વાત છે કે આ સૌથી કપરા ભૂપ્રદેશની ૧૬,૦૦૦ માઈલથી પણ વધુની વિષમ પગપાળા યાત્રા પોતાના જીવના જોખમે તેમણે મહિનાના ૨૦ રૂપિયાના શરૂઆતી પગાર માટે આરંભી હતી! જોકે છેવટે તો આ બધાય પ્રયત્નો લેખે લાગ્યા અને નૈનસિંહે પોતાની હિંમત વડે તે કરી બતાવ્યું જે તે સમયનો કોઈ પણ ગોરો અંગ્રેજ ના કરી શક્યો.

